# વિધવા.

(કાવ્ય ત્રણ સર્ગમાં.)

લેખક,

વસન્ત વિનોદી.

અમદાવાદ.

પ્રજાબંધુ પ્રીન્ટીંગ વર્કસ.

ઇ. સ. ૧૯૦૬.

મૂલ્ય આના ચાર.

સત્કાર્યને

શિળે પન્થે પ્રયાણ કરતી,

સુજ્ઞ વિધવાઓને,

આ,

ના'નકડું કાવ્ય

**અર્પણ હો.**

મળવાનું ઠેકાણું.

'પ્રજાબંધુ' ઑફીસ. ખાડીઆ, અમદાવાદ.

મેસર્સ, એન. એમ. ત્રિપાઠી એન્ડ કું.

કાલબાદેવી રોડ. મુંબાઈ.

# પ્રસ્તાવના.

દિન પ્રતિદિન નૂતન સ્વરૂપમાં વિકાસ પામતી ગુર્જરી-ગિરામાં આવી પદ્ધતિનાં કાવ્યો જવલ્લેજ મળી આવશે; આવાં કાવ્યોની અત્યન્ત આવશ્યક્તા એજ અન્તઃકરણ વ્યાપાર આ નાંનકડું કાવ્ય પ્રગટ કરવા પ્રેરે છે. આશા છે જે, આ લેખન પદ્ધતિ જન સમાજને રૂચિકર થશે.

આ કાવ્ય એક પાત્રી લઘુ નાટક કહી શકાય. પાત્ર પતિ પરાયણા વિધવા છે. આખું કાવ્ય તેનીજ ઉક્તિ છે. ઈંગ્રેજીમાં આવાં કાવ્યો છે.

શૈલી સરળ રાખી, પાત્રનો અન્તઃ ક્ષોભ, મનોરાગ, તથા હૃદયભાવના દર્શાવવા યથાશક્તિ યત્ન છે. ફલિભૂતતા કેટલે અંશે મળી છે એનું નિરીક્ષણ સુજ્ઞ વાંચકને શિર છે.

વિશેષ શું લખવું ?

કાવ્યમાં હ્રસ્વદીર્ઘના ચિન્હ મૂકવા માથાકૂટ કરી નથી.

વળી, અન્તે એટલી યાચના અસ્થાને નહિ ગણાય જે, આપણા સમર્થ કવિયો ગીતો ઉપરાંત લાંબા કાવ્યો લખવા તરફ લક્ષ દોરે તો વધારે સારૂં; ગુર્જરીગિરાની આ ન્યૂનતા સર્વે સાક્ષરોને વિદિતજ હશે.

તા. ૧૩-૮-૦૬.
અમદાવાદ.

વસન્ત વિનોદી.

# અનુક્રમ.





# વિધવા.

## પ્રથમ સર્ગ.

### સમ્ભારણું.

#### ઉભરો પહેલો.

અહિંયાં હુવે મ્હને ના ગમે સંસાર આ વેરાન છે,
કણ્ટક કુડા દુખકર તીણા જ્યાં જાઉં ત્યાં ભોકાય છે;
છે હૃદયમાં ચીરા પડયા, નિત્યે ઉમેરો થાય છે;
જ્યાં જ્યાં ફરૂં ત્યાં ખલ્કમાં બહુ દુશ્મનો દેખાય છે.

× × ×

વડી વિમલતા આ જગતની નાશી ગઈ તે કયાં બધી;
સૌ વિનયતા પણ જગતની પરલોકમાં જઇ શૂં વસી ?

માધુર્યતા જગનયનમાં મળવી હવે મૂશ્કેલ છે;
શૂં શબ્દની મીઠાશ પણુ છે નાશ થઇ હા ! સામટી ?

× × ×

છે જગત હૃદયે કઠિનતા, સૌ વિમલતા દેખાવની;
હા ! ચન્દ્ર હૃદયે ઉષ્ણુતા, સૌ શિતલતા દેખાવની;
બધી વિનયતા તે બ્હારની, ઢાંગી જનો બહુ બહુ નમે;
માધુર્યતા જે નયનની તે તેજીલી તલવાર છે;
શબ્દમાં મીઠાશ દાખે જીગર છે કટુતા ભર્યું,
હા ! કનકરંગી ઝેર શૂંના જીંદગીનો નાશ છે !

× × ×

આદર દઈ પહેલાં મ્હને સૌયે હસી બોલાવતાં,
વળી ભેટવાને કંઈ જનો મ્હારે ઘરે પણુ આવતાં,
બહુ દિવસ લગી જો ના મળું તો ખબર કંઈ મંગાવતાં,
સૌયે ગયું; હા ! સૌ ગયું; સૌયે ગયું પતિના જતાં.

× × ×

માંદી પડું જો કો દિને ઉપચાર કેવા આણતાં,
બરદાસ્ત સારી સેવવા મન બહુ બહુ બતલાવતાં,
મીઠી મીઠી વાત કરતાં માંદગી વિસરાવતાં,
સૌયે ગયું; હા ! સૌ ગયું; બધુંયે ગયું પતિના જતાં.

× × ×

મનનો ગમેલો પતિ મ્હને તાતે સુખે દીધો હતો;
પુર હૃદયથી શિર છત્ર એને માની મ્હેં લીધો હતો;
શિરનું છત્ર છટકયું; છાંયડી મૃદુ છત્રની સાથે ગઈ,
બદઓ હવે મ્હારે બધે હા ! જગતમાં સુણવી રહી.

## ઉભરો બીજો.

મ્હને સાંભરે, મ્હને સાંભરે; બહુયે હૃદય ચીરાય છે;
ઉંડી હૃદયમાં પ્રિય છબિ પડી તે શૂં કદી વિસરાય છે;
હા ! હૃદયમાં ચીરા પડે ત્યમ ત્યમ છબિછબિલી દિસે,
જ્યાં જ્યાં નયન મ્હારાં વળે ત્યાં ત્યાં છબિ સામી હસે.

× × ×

ભર ગ્રીષ્મની હતી રાત એ; બન્ને હતાં અમે ચોકમાં;
હસી ચાંદની ખીલી ખેલતી'તી ગેલ કરતી સોડમાં;
વ્યોમે વિલાસી ચાંદલો અમિ છાંટી જગવે વાદળાં
પુષ્પેલ કનકને પારણે પોઢયાં ઝુલત ધીર સમિરમાં.

× × ×

મ્હને સાંભરે, બધું સાંભરે; નિશ વસનથી શાન્તિ ઝરે;
અશુભ સૂચક ઘુવડના કુડ બોલ કંઇ કાને પડે;
ઘુઘવાટ વેધક સાંભળી મુજ ઘડી ઘડીમાં કમ્પતાં,
શા હસત વદને લલિત નયને ટોળ એ કરતા હતા!

× × ×

પ્રેમાળ મધુરી આંખડી વાંકી કરી હજુ તાકતા
પ્રિય નજીકમાં બેઠા હતા આ હાથ લઇને હાથમાં;
ઉર્મી છુટે કદિ ખેંચી હલકે પાસ શી લેતા હતા;
સમણાં બધાં આ થઇ ગયાં રોવું રહ્યું હવે નશિબમાં.

× × ×

ભવિષ્ય માટે આશ મોટી બહુ મ્હને બતલાવતા;
'ને જોશીઓના દાખલા વળી બહુ મ્હને બતલાવતા;
કહેતા હતા જે "ઉજમણું શુભ ભવિષ્ય મહારા નશિબમાં,"
કહેતા હતા "લે, કેવી જો આ રેખ લાંબી હાથમાં,"
કહેતા હતા જે "દુખ ત્હને કદિયે નહિં પડવા દઉં,"
કહેતા હતા જે "નહિં ત્હને દેવી જરી અળગી કરૂં;"
સૌ જોશીઓ જૂઠા પડયા, હા! નશિબ નિકળ્યું ટુંકડું,
પ્રિય દિવ્ય દિવડો તે ગયો, અન્ધારમાં રવડી મરૂં.

× × ×

વિસરાય ના, મ્હને સાંભરે, બળતું હૃદય ચીરાય છે,
રસીલી વાણી નાથ બોલ્યા "વ્હાલી પાણી પાય છે?"
કંઇ તરસ એ છીપી રહ્યા, પાણી વધ્યું તે મ્હેં પીધું;
હજુ નયન નચવી પ્રાણ બોલ્યા "પતિવ્રતા શૂં થાય છે!"
હા! મશ્કરી મીઠી ઘણી આવીય એ કરતા હતા,

તે તે બધું વિસરાય શૂં ? ના ના કદી વિસરાય ના.

× × ×

વિવિધ સુખની વાતડી સુખથી રમી કરતાં હતાં,
હજુ વ્હાલ બોલ્યા "વ્હાલી જોને ચન્દ્ર ચાલ્યો દૂર આ,
ચન્દ્ર વિણુ આ રાતડી રડી શોકિલી કેવી થશે,
સ્નેહાળ નયને કોણ એનું શ્યામિલું પટ નિરખશે."

× × ×

સૌ તે મ્હને હા ! સાંભરે, શિર ચન્દ્ર ચલકતો દૂર થયો,
રાત્રિ અન્ધારી બની ઝલકાવનારો ગુલ થયો,
સ્નેહાળ નયને કોઈ નહિં અહિંયા હવે મ્હને નિરખતું,
જ્યાં જ્યાં જઉં ત્યાં અવગણે નહિં ભાવ જરિયે પૂછતું.



## ઉભરો ત્રીજો.

શરિર મ્હારૂં એકદા હતું તાવથી ધીકી રહ્યું;
બળતી હતી આંખો અતિ, શિર તીવ્ર દુખે દમી રહ્યું;
પોચું મૂળથી હૈયું મ્હારૂં બન્યું જરી ઢીલું વધુ;
નહિં અન્ન કે નહિં દૂધ મ્હેં તો કાંઈ પણ લીધું હતું.

× × ×

કામે ગયા'તા બ્હાર એ; નો'તી ખબર કંઈ એમને;
ઝટ ખબર મળતાં ઘેર આવ્યે દોડી આવ્યા મુજકને;
કપડાં બદલવા નવ રહ્યા; પાણી પીવા પણ નવ રહ્યા;
એકને હા! એક સાસે મુજ ભણી આવી વધ્યાઃ
"કયમ તાવ આવ્યો કયારનો? છે કેટલો તે હાલમાં?
"છે ઔષધી કહે શી લીધી?" હા! પ્રશ્ન આવા બહુ કર્યા;
અબોલ પણ હું પડી રહી, છાની રહી હા! શરમમાં,
સુતી હતી જે ઓરડે બેઠાં હતાં ત્યાં બહુ જણાં.

× × ×

"શૂં દુખ ત્હને બહુ થાય છે? કહે બોલતી કયમ તું નથી?"
મધુ બોલી ધીરે શોકી વદને એ ખસ્યા મ્હારી ભણી;
મ્હેં બોલવા બહુ મન કર્યું, તોયે હઠી પાછી વળી;
બેઠેલ સૌને મ્હેં દીઠાં કરતાં ટીકા હા! નયનથી.

× × ×

ચિન્તામયી વદને વધુ ફરી હૈયું વ્હાલે ઠાલવ્યું,
પછી હૃદય ના દાબ્યું રહ્યું, 'હવે ઠીક છે' બોલી હજુ;
નથી બોલી રહી જ્યાં આટલું શી નાથ મુખ શાન્તિ રમી!
કરી હૃદય હલકું શ્વાસથી તાકી મ્હને મુછમાં હસી.

× × ×

શિળી ભવ્ય મુખની શાન્તિએ; મીઠું રમ્ય મુખનું સ્મિત એ;
મૃદુ દિવ્ય નયનનું તેજ એ; તે તે હજી બધું યાદ છે.
હા! યાદ છે તે તે હજુ, હા! યાદ રે'શે સૌ સદા;
સર્વે સ્થળો છે જગતમાં હા! પ્રાણુ યાદીથી ભર્યા.

× × ×

પ્રિય હ્રૃદય દર્શન અવનવું બેઠેલ સૌ ના સહી શક્યાં,
આંખો મિટાવી સામસામી છાનું છાનું ચડભડયાં;
કંઈ બોલ મુજ કાને પડયા “ સુધરેલ કેવા ભાઈ છે; ”
કંઈ બોલ હા ! કાને પડયા “ ભજવાય શી ભવાઇ છે. ”

× × ×

વ્હાલે બધુંયે સાંભળ્યું દરકાર કંઇયે ના કરી,
જાણ્યું અજાણ્યું કરી દઈ આવ્યા જરી મ્હારી ભણી;
ફિટ્કાર છાંટયું સ્મિત નૌતમ એમને મુખે ફરે,
જેને હ્રૃદય ખરી લાગણી તે નહિ ટીકાથી કદી ડરે.

× × ×

સૌયે ગયાં ધીરે ધીરે, શાન્તિ વળી પછી હ્રૃદયને;
છુટકારનો લઇ શ્વાસ લાંબો આવી બેઠા પાસ એ;
પંપાળી શિર એક હાથથી બીજેથી પકડી હાથ આ,
આતુર મુખે નભ સમ ઝુલી પૂછયૂં પ્રીતે “હવે ઠીક છે ?”
કેવી હ્રૃદયની લાગણી ઉંડી નિર્મળી આંખે ઝરે,

કેવા રસીલા બોલ એ, રણકા હજી કાને રમે.

× × ×

પુનઃ લળી નાથે પૂછ્યૂં "કયમ આમ છે સૂની બની ?
"કયમ મૌનતા ધારી રહી ? ગમતું નથી વ્હાલી કંઈ ?
"સિતાર કાઢું ? બોલને; એનાથી ગમશે કંઈ ત્હને ?
"કહે સૂર મૃદુ છોડું કયા ? કયું દુખ કુડ કપે ત્હને ?"
સરિતા સુંવાળા શબ્દની પ્રિય હૃદયથી મધુરી વહી,
મુજ હૃદય ઝીલી ધોધ તે નાચ્યું, ઝુલ્યું, કેવું તહીં.

મ્હે કહ્યું:—

હવે મ્હને જરી ઠીક છે, હું અર્થ વિણ છાની રહી,
'સિતારનુ શૂં કામ જ્યાં તમ અન્તરે વીણા વસી !
આ વેણ મ્હારા ગેલના હજીયે બરોબર યાદ છે,
ચીતાર સૌ તે દિવસનો હા ! નયનમાં નિત તરવરે.



# દ્વિતિય સર્ગ.

## વ્હાલાનો વિયોગ.

### ઉભરો પહેલો.

ભવિષ્ય માટે આશ નવલી મોટી મનમાં ધારતી,
સુખમાં સદા ફરતી હતી શૂં દુખ એ નહિં સમજતી;
કોઈ દુઃખની વાતો કરે તો હાલી ઠપકો આપતી,
'સહુ માનીએ તો સુખ છે;' એવું સદાયે બોધતી.

× × ×

નહિં પારકી પીડા કહિયે કોઇથી પરખાય છે,
સૌ અવરનું દુખ કથન બહુ સે'લાઈથી લેવાય છે;

શો અન્ધનો અકળાટ તે નહિં દેખતો સમજી શકે,
નિજ જાત પર આવી પડે ત્યારેય સૌ સમજાય છે.

× × ×

× × ×

સ્વામિસુની બની નારને આઘાત શો ઉંડો હશે,
નહિં અણુછતુંયે ચિત્ર ભયનું ભાળ્યું'તું હૈયે અરે !
મનમોજીલું પંખી સદા ચલકન્ત વ્યોમે ફરફરે,
પાંખો ત્રૂટનમાં દુખ શૂં તે કયમ કદી જાણી શકે.

---

## ઉભરો બીજો.

સલૂણી પ્રભાતનું કર્મ પતવી રાંધવા જ્યાં મન કર્યું,
હલકે લચી, આંખો હસાવી, સરળ સાદે મૃદુ કહ્યું:
" આજે બપોરે વ્હાલી મ્હારી વાટ ના જોશો જરી,
" ગઇ કાલ સૌ ભેગા મળી આજે ઉજાણી ઠેરવી. "

× × ×

નહિ સ્વપ્નમાં શંકા હતી ઉજાણી આડે આવશે,
અણજાણ ઘાડા મેઘ કાળા આમ આવી ઢાંકશે;
શક્તિ અનુપમ અવનવી બક્ષી ઇશે છે જગતને,
સૌ પળ પછીના ખેલ પણ ઢાંકેલ પડદે શ્યામળે.

---

## ઉભરો ત્રીજો.

પ્રિય સાંજરે પાછા ફર્યા; આવી વધ્યા " માથું દુખે,
"છે શક્તિ હીણુ બન્યું અંગ બહુ વળી તાવ પણ આવ્યો દિસે."
મેન્થોલ કંઈ માથે ધસ્યું; કવીનાઈન થોડું લઈ લીધું;
ઉપચાર આવા આદરે બહુયે સમય સુધર્યું હતું;
સંજોગ કુડો નશિબનો પાસા બધા ઉંધા પડયા,
કુડ તાવ ઘર ઘાલી રહ્યો, શિરતાજ બહુ માંદા થયા.

× × ×

હા! દાક્તરે આવી કહ્યું, " છે જ્વર ચઢી મગજે ગયો,
" માથે બરફ મૂકયા કરો સંભાળ સારી રાખજો."

× × ×

નાથ બહુ માંદા થતાં સૌયે સગાં વેરી બન્યાં,
પ્રાણેશ દિધ નવ ભેટવા આવે સમય જૂદાં કર્યાં;
હૈયું ત્રુટે, આંખો રડે, નહિં કોઇયે હા ! ગળગળ્યું,
શૂં કોઇને પણ પ્રિય હતા વ્હાલા અરે ! મુજથી વધુ?
વિચાર પળભર ના કર્યો મ્હારે હૃદય શૂં થતું હશે,
સર્વસ્વ મ્હારૂં ડગમગે, મ્હારૂં હૃદય મરતું હશે;
શો આપણો સંસાર છે આવે સમય પણ પત્નિ હા !
નહિં સ્વજન પાસે જઇ શકે કદી અવર જનના દેખતાં.

× × ×

રહ્યું હૈયું મ્હારૂં પ્રાણ પાસે બ્હાર હું રડતી હતી,
મૃદુવાણી ઝીણી સ્વામિની કદી કાનપર પડતી કંઇ,
હા ! નાથ મ્હારે માટ ઘડીઘડી ઝંખના કરતા હતા,
નહિં કઠિન મ્હાણા હૃદયના અરે ! કોઇનાં ગળતાં હતાં.

× × ×

હું તો પછી ના રહી શકી, બહુ હૃદય મ્હારૂં ગડગડયું,
છો બોલનારાં બોલી રે'તાં એવું મ્હારે મન ગણ્યું;
સૂર્ય મ્હારો જ્યાં સુતો ત્યાં પાસ જઈ ઉભી રહી,
નિસ્તેજ દૃષ્ટિ નાથની હસતી મ્હને વિંટી રહી;
કોઈ નહિં આવે સમય મ્હારી ટીકા કરતાં ચૂકયું,
શી આપણા સંસારની બંધાઈ છે રૂઢી અરે !

× × ×

શયનવશ થઈ એ સુતા, નહિં નયનથી નિરખીં શકી,
બહુ ખાળવાને મથીમથી તોયેય ત્યાં હું રડી પડી;
હૈયું ભરાયું વ્હાલનું મ્હને ભાળી આંસુ સારતી,
હા ! તદપિ એ સંતાડતાં કહી વ્હાલી ગભિરી વાણી શી:
" હામ ધર હૈયા મહીં પોચી બને કયમ આવડી,
" સૌ સુખ કાલે આવશે મધુ નજર થાશે નાથની. "
શૂં કુસુમશુ કોમળ હૃદય ! શા સુરભસરતા બોલ હા !
રિબત જાતે તોયે મ્હારી લાગણી પ્રિય ના ભૂલ્યા;

નહિં લાગણી એવી બીજી જગમાં હવે દેખું કંઈ,
અથડી મરૂં, રવડી મરૂં હા ! પૂછતું કોઈ નહિં.

× × ×

હા ! એજ રાત્રે સ્વામિને શૂળ વેદના પેદા થઈ,
જગ ખેલ વિસ્મૃતિમાં વસ્યા, સહુ ટીકી નહિં લાગી કંઈ.

× × ×

× × ×

સાત દિવસની માંદગીમાં હાય એ ચાલ્યા ગયા,
મુજ માટ બહુ જીવ બાળતા દુખ વાદળે છોડી ગયા.

× × ×

× × ×

નહિં સ્વપ્નમાં શંકા હતી અણુચિન્તવ્યું આવું થશે;
નહિ સ્વપ્નમાં પણ ધારતી દુખના ગિરિ મ્હને દાબશે.

× × ×

× × ×

મનની બધી મનમાં રહી; કિલ્લા બધા ત્રૂટી ગયા;
વિચાર મોટા ભવિષ્યના હા ! સ્વામિની સાથે ગયા.



# તૃતિય સર્ગ.

## છેલ્લો નિશ્ચય.

### ઉભરો પહેલો.

ગઈ વસન્ત મ્હારા હૃદયની પાછી ફરી નહિં આવવા,
છે ઉકળતું લૂ રણ બન્યું મ્હારૂં હૃદય મ્હને બાળવા;
કુડ શોષ હૈયે બહુ પડયા નહિં જગતમાં શાન્તિ જડે,
શાન્તિદાતા અમૂલ વિરલો લઇ લીધો પ્રભુ તેં અરે!

× × ×

પાપ પેલા જન્મના આ ભવ મહીં આવી નડયાં,
લલાટમાં વિધિયે લખ્યું તે તે થયું હા! તે થયું;

પ્રભુ ધાર્યું તદપિ શિર ધારી શાન્ત મન કરવા જઉં,
કણ્ટક હૃદયમાં વેરતાં સંસારના લોકો બહુ;
નમી નમી નિત ચાલું તોયે નહિં દયા દિલે ધરે,
**રડતા હૃદયને રીબવું એ જગતનો રિવાજ છે.**

× × ×

વૈધવ્ય આવ્યે નાર શૂં છે મૂલ્ય હીણી હા ! થઈ,
જગ યોગ્યતા એની બધી શૂં સ્વામિની સાથે ગઈ,
રડતા હૃદયની લાગણીનું માન નહિં જગતે મળે,
અનાથ અબળી નારની અતિ અવજ્ઞા કરતા ફરે.

× × ×

છાંડી બધા છોને ફરે દરકાર કંઈ હું ના કરૂં,
સ્ફટિકશુદ્ધિ હૃદય તો શાને ધરી ભય ગાભરૂં,
કનકને પિત્તળ કહી લોકો અનાદર છો કરે,
શૂં કનક ગુણની પ્રૌઢતા કહિયે જરી ઝાંખી થશે !



## ઉભરો બીજો.

નહિં હાથમાં ઉપાય હા! પ્રભુને ગમ્યું તે તે થયું,
કેવલ હવે શૂં જીવનમાં છે ભવિષ્ય રોવામાં રહ્યું ?
અમૂલ્ય આ અવતાર તે શૂં ગ્રીષ્મ નભશો સરકશે?
ના, ના, નહિં એવું થશે; કદિયે નહિં એવું થશે.

× × ×

પર દુખ પીડા ટાળવા પ્રાણેશ નિત્યે પરવતા,
હસી અવર જનનું શ્રેયવા દૃઢ શીખથી સમજાવતા;
રૂડી શીખ શૂં કોરે મૂકું? શુભ કાર્યે હીણી શૂં બનું?
ના, ના નહિં એવું થશે; ના, ના, નહિં એવું થશે.

× × ×

સત્કાર્યમાં ભળવા જતાં સૌ બબડનારાં બબડશે;
કહિ રહીશ છાની બેસી તદપિ લોક છાનાં નહિં રહે;
કુથલીનું વલણુ તેને અછત નહિં મીષમાં મળે;
શૂં વ્યર્થ જીવન ખરવા દઉં? કયમ લઉં ન પરહિત પન્થને.

× × ×

સત્કાર્યમાં રહ્યું જીવન દેવા હૃદય મ્હારૂં ઉછળે,
બદબો બીકે સાગર ઉછાળા નહિં કદી છાના રહે;
ઉજ્વલ પ્રભા દિનનાથની ઘુડ શાપ નહિં ઝાંખી કરે;
પ્રાણેશની મીઠી યાદ'ને પ્રભુ હામ હૈયે આપશે.

× × ×

કર્યું કાર્ય નમણું આદરૂં શિળી વ્હાલને શાન્તિ વળે,
સુખે હસે એ સ્વર્ગમાં, હૈયું શીતળ મ્હારૂં બને.

× × ×

× × ×

શૂં માળ લઇને હાથમાં પ્રભુ ધૂનમાં બસ મચી રહું?
ના, ના, અરે એ પન્થ લેતાં પારકાનું શૂં વળ્યું;
કંઈ અન્ય દેહનું હિત શુભ સચવાય એવું સાધું હું,
અવશેષ ત્યારે જીવન ઠીક સત્કાર્યમાં પ્રેર્યું ખરૂં.

× × ×

× × ×

કનકકુંળા સ્મિત પ્રૌઢે લક્ષ્મિ નહિં નિરખે મ્હને,
રચત નહિં તો ઠામ સુખકર સકલ જગહિત કારણે;
નીતિ ધર્મને શિખલાવતા વિધવાશ્રમો નવલા કરૂં,
જ્યાં જ્યાં સદાયે મુજસમી જનહિતનું શીખતી બહુ;
જરવિણ ઔષધ આપતી રૂડી ઇસ્પીતાલો આદરૂં,
જ્યાં લક્ષ્મિના અલખામણા લે ઔષધો સુગમે બહુ;
કે કન્યકા શાળા કરૂં શુભ મફત શિક્ષણ આપતી,
શિળી છાંયડી સંસારમાં બાળા શિખેલી નાંખતી;
કંઇ પુનિત પુસ્તકશાળ ચલવું સકળ જન વાંચી શકે,
નહિં વિઘ્ન દુખકર વાંચવામાં દ્રવ્યનાં જ્યાં કંઇ નડે;
લક્ષ્મિ વિના પણ શું કરૂં સૌયે વિચારો વ્યર્થ આ,
ધનવન્તને રસ્તા ઘણા શુભ કાર્ય જગ રેલાવવા.

× × ×

× × ×

આ ભવ્ય મનહર જગત તે હા! વિજન સમ લાગે મ્હને,
કલ્લોલકેલિ જગતની નિત હૃદયમાં જખમે અરે!
સમ્ભારતાં ગત સુખ બધાં કમ્પારી છૂટે બદનમાં;
હે નાથ! વ્હાલા પ્રાણ! હા! મળશું હવે પ્રભુ સદનમાં.

× × ×

× × ×

શિશુવય મહીં શિક્ષણ નહિં કંઇ શાળ કે ઘરમાં લીધું,
રમી સહિયરો સહ ગમતમાં વિણ સમજ મ્હેં સો ગાળિઉં;
સુધારવા શિશુવયતણી મુજ ભૂલ વ્હાલે મન ધર્યું,
પ્રાણેશ મ્હારા ગુરૂ બન્યા; પ્રેમે શિખવવું આદર્યું:
છાછલું કંઇ હું શિખી ત્યાં નશિબ મ્હારૂં હા! નમ્યું,
ગરવો ગુરૂ ગુસ્સે થયો, પ્રભુ ધામને વ્હાલુ ગણ્યું.

× × ×

વિદ્યા નિપુણ બની હોત તો ભલી બાળકી શિખલાવતાં
અર્પત સુખે રહ્યું જીવન પ્રભુને પ્રાણુ ધ્યાને ધારતાં.

× × ×

× × ×

નિર્મળ પરમ શુભકારિણી શિળી વાટ શી શોધી લઉં;
હા ! હૃદય મરતું ટેકવા વડી વાટમાં કઇ વિચરૂં;
મોંઘા જનોની માવજતમાં જીવન મ્હારૂં શૂં ગુંથું ?
સુખી સ્વામિ એથી શૂં થશે ? જીવ્યું થશે મ્હારૂં ભલું ?
બદલા વિના ભડ પૂજ્ય બુદ્ધિ સોંપી પ્રભુજી પાદમાં,
નિર્ભયપણે શૂં સંચરૂં સ્વર્ગીય વિમળી વાટમાં ?

× × ×

× × ×

ઇચ્છા પ્રબળ છે હૃદયમાં કંઇ કાર્ય ઉન્નત ખેડવા,
શિરતાજ સ્વર્ગે સ્થિર સાસે જગત છૂટે ભેટવા;
શુભ કાર્ય કયમ કંઇ નહિં જડે ઇચ્છા અચળ જો હૃદયમાં,

મધુકાર્ય અનુકૂળ પન્થ અગણિત સુખ ભર્યા પ્રભુએ કર્યા;
ધીર મનનશીલા મનુષ્યને શુભ કાર્યની નહિં ન્યૂનતા,
છે વાયુને ફરવા પ્રભુએ વિશ્વ બહુ મોટાં કર્યાં.

× × ×

નિશ્ચય પુરો નક્કી કર્યો પર શ્રેયવા હવે જીવન આ,
પ્રભુ પ્રેમથી છાંટેલ વિમળી વાટમાં નિત ચાલવા;
પ્રિય સ્વામિને શાન્તિ મળે એવું અનેરૂં આદરૂં,
ત્યારેય આ અવશેષ જીવન જગતમાં જીવ્યું ભલું.

× × ×

× × ×

કુડ લોક નિન્દા ભય નહિં તલમાત્ર પણ મનમાં લહું;
નહિં અવરજન ભૂંડાશથી જરીયે ડરી હું ગાભરૂં;
**“ જે હૃદયને લાગ્યું ખરૂં તે તે પ્રમાણે ચાલવું, ”**
પ્રાણેશની નિત શીખ આ નહિં વિસરી પાછી ફરૂં.

